ચિત્રો : નિકોલાઈ રાદલોવ

લેખન : નીના ગેર્નેત, નાતાલ્યા દિલાક્તોસ્કાયા,
દાનિઈલ હાર્મ્સ

અનુવાદ — અતુલ સવાણી

# મૂરખ બકરા





સાંકડો છે પુલ ને બકરા બે,

પડયા બાઝી ભરાઈને ખીજે;



ગબડે નદીમાં ઊંધે માથે,

મૂરખ એવા બકરા બે.

ક્યાં ગયાં બચ્ચાં મારાં?



અરે! અરે! ચાલ્યાં ક્યાં!



ક્યાં ગયાં બચ્ચાં મારાં?

મારાં નહોતાં આવાં કાળાં!



કરાવો મને જળની સહેલ!



થઈ ગમ્મત ને આવી લહેર.



અમને લાગી ભૂખ, હવે રહેવાય નહિ,

સસલું મારે ડૂબકી, ભલે ગમે કે નહિ.







ત્રણ બચ્ચાં મરઘીનાં એક વાર,
પીઠે બતકબચ્ચાંની થયાં સવાર,

બતક માએ માયા દેખાડી,
મરઘી માને પીઠે બેસાડી.

હતું કામ બહુ કપરું, સામે પાર જવાનું,
આપી નસીબે યારી, હવે મોજથી ફરવાનું.

## ચાલાક માછલી







કસીને ભેજું, અજમાવો તરકીબ ગમે તેવી,

કદી ના સપડાય, છે માછલી આ ચાલાક એવી.



નીકળ્યા ફરવા અમે બે ભાઈ,

જોઈને અળસિયું ગયા હરખાઈ.



દોડતા જઈને અમે કરી કમાલ,

મારી મારીને ચાંચ, મચાવી ધમાલ.



કરીને ખેંચવાનો નિર્ધાર, અમે બેઉ બાળ,

લગાવીએ જોર પૂરું, પણ અચાનક પડી ફાળ!



હું જાણે થયો બહેરો, ને મૂંગો મારો ભાઈ,

ઊડી ગયા હોશ અમારા, આ તો ભારે થઈ!

## બે બિલાડીઓ અને ચકલી







થડિયે બેઠી ચકલી,

કરે દેકારો ચીં... ચીં...

જોવાની મઝા ભાઈ ખરી પડે,

આ બિલાડી બેઉ જો બાઝી પડે.

## રમકડાનો ઉંદર





મારો શિકાર!

ના, મારો!



મારો છે!

અરે, ના!



જોયું, સાવ નકામાં બાખડી પડયાં!

## મઝાની રમત



થઈ છે મઝાની રમત,

ગેંડાને પડે ગમ્મત.

નિશાન પડે જો સાચું તો બિરદાવે,

હિસાબ ખોટાંનો ધીરજથી લગાવે.



આવ રે બેટા, ખાવા આવ,
ગાજર મીઠાં, તાજાં સાવ.



હમણાં આવ્યો, માવડી પ્યારી,
કરતી નહિ તું, ફિકર મારી.

## કૂતરો અને માખી



કૂતરો પડ્યો છે નીંદરમાં,

મુલાયમ મઝાની ખુરશીમાં.



આવી અચાનક ગુમાની કોઈ માખી,

કૂતરાની એણે નીંદર તોડી નાખી.



કૂતરો ગયો ધસી,



પણ માખી ગઈ ખસી.



બમણાટ તો માખીનો આખરે ગયો,

પણ ગુસ્સો મૂરખનો ચાલુ રહ્યો.



એને તો હાથનાં કર્યાં હૈયે વાગ્યાં,

છટકી કમાન ને હાડકાં ભાંગ્યાં.



કાંટાળો મુસાફર, દડબડ જાય,

સફર લાંબી, દિન બહુ થાય.



આથમ્યો દિવસ ને કર્યો મુકામ,

મૂક્યું પોટલું, એનું રાતે શું કામ!



સવારમાં જોયું તો અચરજ મોટું,

નજરે દેખાય, પણ ખરું કે ખોટું?

મુરઘી જોઈને મોંમાં પાણી



મુરઘી મઝાની! આજે તો સમજો મોજ થઈ!



મઝા તો ગઈ ને ઊલટી કેવી ઠેકડી થઈ!



આ તો કાચબા! વાનગી કેવી મઝાની!



જોઈને કાચબા થયા બાઘા, આ તો મોત!

ઊભા રહો, દોસ્તો, ઉતાવળ છે શાની?



ભારે થઈ! પળભરમાં આંબી ગયું હોત!



મૂકી દોટ ગયા તળાવે બેઉ ધસતા,

ને રહી ગયા રીંછભાઈ હાથ ઘસતા.

હીંચકો જોઈ વિચારીને બાંધવો સારો,
નહિતર આવે હેરાન થવાનો વારો









જે બહુ ભસે,



ને બહુ લડે,



તેને ખાવાનું ખોવું પડે.

## દડો ક્યાં?



દડો નાનકડો દડતો જાય,



દડતો જાય ને દડતો જાય.



દડતો દડો પછી ક્યાંય દેખાય નહિ,



વાત સાદી પણ બિલ્લીને સમજાય નહિ.

અક્કલના ઓથમીર



દોડો ઝટ,



લાવો પટ!



કૂતરા કરે સઘળાં કામ,

પણ અક્કલનું નહિ નામ.

થાણો શેળો કરે ખોરાકનો સંઘરો



શેળો ફિકરમાં તરકીબ વિચારે,



કરું જો ફેરા તો થાક બહુ લાગે.



ભેજું કસીને કરામત કરી,



મહેનત ફેરાની ગઈ ટળી.



પગ મારા છોલાઈ ગયા, રડતો શેળાબાળ,

પીડા એવી કારમી, મારો જાણે આવ્યો કાળ!



માએ કરી તરકીબ, બાળને રાહત ભારે મળી,

ચાલવાની તો ટળી બલા, ને પડે ગમ્મત વળી.

## કરે તેવું ભરે







સૂઝે તોફાન બિલ્લીને, કરવો કૂતરાને હેરાન,

નાકે લાગી ચોટ એને, ઊલટી પોતે થઈ પરેશાન.



પગ મારા છોલાઈ ગયા, રડતો શેળાબાળ,

પીડા એવી કારમી, મારો જાણે આવ્યો કાળ!



માએ કરી તરકીબ, બાળને રાહત ભારે મળી,

ચાલવાની તો ટળી બલા, ને પડે ગમ્મત વળી.

## કરે તેવું ભરે







સૂઝે તોફાન બિલ્લીને, કરવો કૂતરાને હેરાન,

નાકે લાગી ચોટ એને, ઊલટી પોતે થઈ પરેશાન.

બાબો જાય તરવા ને ટોપો જાય ફરવા







મોત ઊભું છે સામે,



ભેજું લગાવો કામે.



પહોળી રહી ગઈ ચાંચ,



આવી ના દેડકાને આંચ.







અરે! કેવું કૌતુક વરતાય!

પિટરકાકાને અચરજ થાય.

દેખાય છે નજરે, પણ મનાય નહિ.

ગાંડપણની દવા, બીજો ઉપાય નહિ.



અજબ વાત છે! નાની બિલ્લીને થયું,



મુરઘીનું આ બચ્ચું, ક્યાંથી આવી ગયું?



ફળ બહુ મીઠાં, પણ અંબાય નહિ,



વગર તરકીબે, થાય કામ નહિ.



હોંશે એકબીજાને કરે મદદ,



પામે લહેજત ને થાય રમત.





ઉમંગે બોલાવીએ, પણ કેમ કરી આવશો?

નહિ હોડી કે નહિ પુલ, કેમ કરી ફાવશો?





નથી આપણને ફિકર કશાની,

થાય છત્રીમાં સફર મઝાની.



ભાગો ઝટ, નહિતર કૂતરા પકડે!



છે રમકડું મઝાનું, હવે જાન બચે.



કૂતરાને મૂરખ બનાવું,



રમકડાનો ઢોંગ ચલાવું.



થોભી જા તું જરાક વાર, તને મારો ભાઈ કરું,

હમણાં મારું કૂદકો, પલકારામાં ઠાર કરું.



રહેવા દો બિલ્લીબાઈ, ઉતાવળમાં નથી માલ,

વખતે હું થઈ ગયો જાડો તો બૂરા તમારા હાલ.



કાન છે સઢ જેવા ને આંખો રકાબી ગોળ,

બચાવો રે બચાવો!—કરે બિલ્લી રડારોળ.





જોયું નથી બનતું કદી આવું અજબ!



મોજાં મારે ઠેકડા, આ તે કેવો ગજબ!

## સીડી બરફની લગાવી અને ટોપી લીધી બચાવી



ટોપી ઊડી પવનમાં, જઈને છાપરે પડી.



ગઈ મારી ટોપી, હવે મળે નહિ કેમે કરી!



ઊભાં રહો જરા, ઉપાય મને એક જડે.



લે આ સીડી! ચતુરાઈ ખરી કહેવી પડે!

ચતુર સસલાંએ વરુને સપડાવી દીધું



કાળમુખા વરુને ભાવે સસલાં બહુ,



ખો એની ભુલાવીએ, મળી આપણ સહુ.



જ્યાં થઈને સસલું પલાયન થાય,



પૂંછડી વરુની સપડાઈ ત્યાં જાય!

## પંખીના બચ્ચાનો છુટકારો



પડી ગયું માળેથી પંખીનું બચ્ચું,



કેવું એકલવાયું! પંખીનું બચ્ચું.



આવે છે ઊડતાં એનાં માબાપ,



કરવા નાના બાળને આઝાદ.



પાંજરું છે બંધ, એને ખોલવું કેમ?



એ તો મારું કામ, — બોલે ઉંદર એમ.



પલકારામાં એણે કામ દીધું કરી,



ઊડે ને કરે ગાન પંખીબાળ ફરી.



ઉંદર ભાગીને છટકી જાય,



બિલ્લીબાઈ બહુ ખીજે ભરાય.



આમ મહેનત કરે,



તેમ જહેમત કરે,



તોયે ના એનું કામ સરે.



ઉંદર ભાઈઓ વહારે ધાય,



કરે કમાલ ને છોડાવી જાય.



થાય પલાયન ઉંદર સહુ,



કહેતા બિલ્લીને — આવજે, કરમફૂટલી!




એક, દો, તીન! સૌ દેડકા મૂકો દોટ!

છે સૌથી પાછળ, એકલો લીલો ભોટ!




તોયે કમાલ એ કરી ગયો,

જીતીને ઈનામ લઈ ગયો!







લઈને જાળ નાસી ગયા, ત્રણ વાંદરા તોફાની,
ઝાડે બાંધી જાળના હીંચકા, કરે રમત મઝાની.

પણ ભૂલકાં પ્યારાં, થઈ વાર્તાઓ બધી પૂરી,
ને વેળાયે થઈ ગઈ, હવે કરો નીંદર મધુરી.

